## આ પુસ્તક વિષે કેટલાક નામાંકિત વિદ્વાનોના અભિપ્રાય.

——(૦)——

સુપ્રસિદ્ધ સર ભાલચંદ્રરાવ કૃષ્ણરાવ, નાઈટ્, એલ્. એમ., જે. પી. વગેરે, એઓના અંગ્રેજી અભિપ્રાયનું ભાષાંતરઃ—

વાસ્તવિક રીતે મહાન્ અને સદાચરણી પુરૂષોનાં ચરિત્રો માટે અમુક પ્રજાના સાહિત્યમાં યોગ્ય સ્થાન નક્કી થયેલું હોય છે. દેશના ભવિષ્યના ઇતિહાસકારને કિમતી સાધન પૂરૂં પાડવા ઉપરાંત, તેવા ગ્રંથોમાં તેમની વાર્તાના વિષય–નિરૂપ્ય–ના વિચારો, કાર્યો, અને તેમના વર્તનનાં મુખ્ય ધોરણોના, તેમના યોગ્ય પ્રમાણમાં, થતા સ્પષ્ટીકરણના પરિણામ તરીકે સમાજને મળતા સતેજ નૈતિક બળથી, તે ગ્રંથો લોકની ઉન્નતિમાં સહાયભૂત થઈ પડે છે. લુણાવાડાના મિ. સૂર્યરામ સોમેશ્વર-દેવાશ્રયીએ મહૂમ ન્યાયમૂર્તિ રાનડેનું સંક્ષિપ્ત જીવનચરિત્ર બહાર પાડવાનું પોતાને માથે લીધું છે. તેમણે તેમના ગ્રંથની આગળથી તૈયાર કરાવેલી ( કાચી ) નકલ મને મોકલી આપવા મહેરબાની કરી છે, અને મને માલુમ પડે છે કે તેઓ પોતાના માટે નક્કી કરેલા કાર્યમાં ઘણે અંશે ફતેહમંદ થયા છે. સરળ, સમજાય તેવી, અને અસરકારક ભાષામાં મિ. રાનડેના ભવ્ય પ્રસંગોથી ભરપૂર ચરિત્રના મુખ્ય બનાવો તેઓ ગુર્જર વાંચકવર્ગની સન્મુખ એવી રીતે રજુ કરે છે કે, તેમના ( નિરૂપ્યના ) વર્તનનાં મુખ્ય લક્ષણો વાર્તાના પ્રવાહમાં તણાઈ જાય નહિ, પરંતુ તેનાં વાંચકનું ધ્યાન ખાસ કરીને આકર્ષી શકે. ગ્રંથની રચના પણ ધારેલા હેતુને બરાબર અનુસરતી છે એમ એ ઉપરથી જણાય છે કે, તે મહાન ભારતવાસી દેશભક્તની વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓ—સાંસારિક, ધાર્મિક,

રાજ્યકીય, આર્થિક, અને ગૃહસંસારને લગતી–દરેકને માટે જૂદું પ્રકરણ યોજવામાં આવ્યું છે. ખાસ કરીને આ બાબતમાં, છેલ્લાં બે પ્રકરણ સંભાળપૂર્વક વાંચ્યાથી ઘણો લાભ થાય તેમ છે, કેમકે તે પ્રકરણો મિ. રાનડેના જેવી મહત્તાને ઘડવાને જે મગજના અને હૃદયના વિવિધ ગુણો કોઈ વિરલ વ્યક્તિમાંજ એકત્ર થાય છે તે ગુણોનો વાંચકના મન સમક્ષ આબેહુબ ચિતાર ખડો કરતાં જણાય છે. આ ગ્રંથ સંક્ષિપ્ત ચરિત્ર ઉપરાંત કોઈ રીતે વિશેષતા ધરાવવાનું ડોળ કરતો નથી એ વાત ધ્યાનમાં રાખતાં, **મિ. દેવાશ્રયીને તેમના પરિશ્રમના આવેલા સફળ પરિણામને માટે ધન્યવાદ આપવો** જ જોઇએ; અને આશા રાખવામાં આવે છે કે કોઈ મોર્લી* લાંબા સમય પહેલાં જાગશે, અને આવા ગ્રંથોની અને બીજા મળી શકે તેવા સાહિત્યની સહાય વડે અર્વાચીન **ભારતવર્ષના** આ ખરેખરા **નરરત્નનું** સંપૂર્ણ અને સવિસ્તર જીવનચરિત્ર **ભારતવાસીઓ** સમક્ષ રજુ કરી તેમના ઉપર કાયમનું વરદાન બક્ષશે.

**ગીરગામ, (મુંબઇ)**
તા. ૩૧–૧૦–૦૫.

**ભાલચંદ્ર કૃષ્ણ.**

---

**રા. રા. નર્મદાશંકર દેવશંકર મહેતા, બી. એ., ભાઉ દાજી પ્રાઇઝમેન (૧૮૯૪), સુરત ગોકુળજી ઝાલા વેદાન્ત પ્રાઇઝમેન (૧૮૯૪ અને ૧૮૯૯), અને ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ, બોરસદ–જીલ્લે ખેડા, એમના અભિપ્રાયનું ભાષાંતરઃ—**

---

* મર્હુમ મિ. ગ્લૅડસ્ટનના મોટા જીવનચરિત્રનો વિદ્વાન લેખક.

મિ. સૂર્યરામ સોમેશ્વર દેવાશ્રયીએ ગુજરાતીમાં લખેલા મિ. રાનડેના જીવનચરિત્રના પુસ્તક વિષે મારો અભિપ્રાય દર્શાવતાં મને ઘણો આનંદ થાય છે. હું આખું હસ્તલિખિત પુસ્તક સંભાળથી તપાસી ગયો છું, અને તેમાંના કેટલાંક ભાગનું–અને ખાસ કરીને મિ૦ રાનડેના ધર્મસંબંધી વિચારોના પ્રકરણનું મેં સંશોધન કર્યું છે. તે પુસ્તક મિ૦ માનકરના બે વિભાગમાં બહાર પડેલા અંગ્રેજી ગ્રંથ ઉપરથી યોજવામાં આવ્યું છે, અને જો કે મિ૦ સૂર્યરામ નૂતનતાનો દાવો કરતા નથી, તોપણ તેમણે કરેલું અનુકરણ એવું ચતુરાઇભરેલું છે કે તે જાણે અસલ લેખ હોય એમ જણાય છે. વળી તેમણે બીજા કેટલાક આધારોની સહાય લીધી છે, જે પરથી એક આખું સુંદર પુસ્તક યોજવામાં આવ્યું છે.

ઉમદા વિચારો અને ભાવનાઓ દર્શાવવામાં વાપરેલી ભાષાની સરળતા, ચર્ચાએ ચઢેલા સાંસારિક પ્રશ્નોનું નિષ્પક્ષપાતવૃત્તિથી નાજુક રીતે કરેલું વિવેચન, અને સાંસારિક, ધાર્મિક, આર્થિક, રાજ્યકીય વગેરે ભિન્ન ભિન્ન વિષયો વિષે વિવેચન આપતાં આખા પુસ્તકની અંદર નિરૂપ્યની આબેહુબ વ્યક્તિનું નિરૂપણ–એ પુસ્તકનાં કેટલાંક મુખ્ય લક્ષણો છે, જે તેને ગુજરાતી ભાષાના ચારિત્ર્યના ગ્રંથોના સાહિત્યમાં ઉચ્ચ સ્થાન આપશે. ગુજરાતી શાળાઓનાં ઉપલાં ધોરણોમાં અભ્યાસ કરતા દરેક બાળકના હાથમાં એ પુસ્તક મુકાવા યોગ્ય છે, અને મારી ખાતરી છે કે, બૂક-કમિટી તેને 'ઇનામ'ના પુસ્તક તરીકે મંજૂર કરવામાં કંઈ આચકો ખાશે નહિ.

અમદાવાદ.
તા. ૫ મી સપ્ટેમ્બર ૧૯૦૫. } ન. દે. મહેતા

**રા૦ બ૦ લાલશંકર ઉમિયાશંકર ત્રવાડી, અમદાવાદની** સ્મૉલ કૉઝ કોર્ટના માજી જજ્જ, અને ત્યાંની જાણીતી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિના ઑન. સેક્રેટાર લખે છે કે:—

મિ. સૂર્યરામ સોમેશ્વર દેવાશ્રયીએ રચેલા " ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડેનું જીવનચરિત્ર " નામના ગ્રંથની આગળથી તૈયાર કરાવેલી નકલ વાંચી અને ઘણો આનંદ થયો છે. તે વિષયનાં અંગ્રેજી અને મરાઠી પુસ્તકોના જેવુંજ પોતાનું પુસ્તક કિમતી બનાવવાને ગ્રંથકર્તાએ શ્રમ લેવામાં કાંઈ પણ કચાશ રાખી નથી એમ જણાય . ભાષા સરલ અને મર્મબોધક છે. તે મહાન્ પુરૂષનું ચરિત્ર એટલા બધા બોધથી ભરપૂર છે કે, **તેનું સંભાળપૂર્વક અધ્યયન કરવાની** **હું સર્વને ભલામણ કરૂં છું.**

| | |
|---|---|
| **અમદાવાદ.**<br>તા. ૨૪ મી ડીસેમ્બર ૧૯૦૫. | **લાલશંકર ઉમિયાશંકર.** |

અમદાવાદની ગુજરાત કૉલેજના સંસ્કૃત પ્રોફેસર અને 'સુદર્શન' તથા 'વસંત'ના વિદ્વાન્ તંત્રી **રા. રા. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ એમ્. એ., એલ્. એલ્. બી.,** એઓનો અભિપ્રાયઃ—

**મહર્ષિ મહાદેવ ગોવિન્દ રાનડેનું જીવનચરિત્ર.** મિ૦ માન ના અંગ્રેજી પુસ્તકને આધારે રચાએલું આ પુસ્તક ગુજરાતી સાહિત્યમાં કેવો અગત્યનો વધારો છે એ જણાવવા માટે એટલુંજ કહેલું બસ છે કે એનો વિષય–મહર્ષિ મહાદેવ ગોવિન્દ રાનડે છે. પુસ્તકની ભાષા સરળ અને શુદ્ધ છે, અને નિરૂપણ રસિક છે. **દરેક કુટુમ્બ– જેને દેશનું હિત સર્વાંગે સમજવાની ઇચ્છા છે-તેણે આ પુસ્તક રાખવું જોઇએ.**

| | |
|---|---|
| **અમદાવાદ,**<br>તા. ૧૪-૧૧-૦૫. | લિ૦<br>**આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.** |

રા. રા. રમણભાઈ મહીપતરામ નીલકંઠ, બી. એ. એલ. એલ્ બી. નો અભિપ્રાય.

અમદાવાદ.
તા. ૧૭ ડીસેમ્બર ૧૯૦૫.

રા. રા. સૂર્યરામ સોમેશ્વર દેવાશ્રયીએ રચેલું "મહાદેવ ગોવિંદ રાનડેનું સંક્ષિપ્ત જીવનચરિત્ર" હું જોઈ ગયો છું. એ પુસ્તક બહુ સારી રીતે લખાયેલું છે. એ મહાપુરૂષની જીંદગાનીનો તથા તેમણે કરેલાં મહાન કાર્યોનો હેવાલ બહુ અસરકારક રીતે એ પુસ્તકમાં વર્ણવ્યો છે તથા તેમના ગુણોનું અવલોકન પણ કુશળતાથી કર્યું છે. ભાષા સાદી અને સ્પષ્ટતાવાળી છે.

રમણભાઈ મહીપતરામ નીલકંઠ.

---

## પુસ્તક મળવાનાં ઠેકાણાં

મુંબઇ. મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની બુકસેલર્સ અને પબ્લિશર્સ કાલબાદેવીરોડ.

" મોતીલાલ મગનલાલ શાહ બુકસેલર. કાલબાદેવીરોડ. ઝવેરબાગ પાસે

અમદાવાદ. " " રીચીરોડ.

" મણિલાલ દોલતરામ પટેલ. બુકસેલર, રીચીરોડ.

લુણાવાડા. ગ્રંથકર્તા પાસેથી